શિક્ષણ પ્રચારમાળા—૧૧

# બાલગૃહ

લેખક.
ગિજુભાઈ



દક્ષિણામૂર્તિ બાલમંદિર
ભાવનગર

# બાળગૃહ

લેખક :
ગિજુભાઇ

પ્રકાશક :
નાનાભાઇ, ગિજુભાઇ
શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન, ભાવનગર

# બાળગૃહ

છેક નાનું બાળક શારીરિક પોષણ માટે માતાને ધાવે છે. તે ઉમ્મરે ધાવણ જ તેનો સાચો ને પોષક ખોરાક છે. તેને દાંત આવેલા ન હોવાથી તેમ જ તેની હોજરી હજી મોટી ઉમ્મરના માણસોના ખોરાકને માટે તૈયાર ન થએલી હોવાથી માના દૂધ સિવાયનો બીજો ખોરાક તેને માફક આવતો નથી એટલું જ નહિ પરંતુ તેને ભારે પડે છે ને તેના શરીરને નુકસાન કરે છે.

નાનું બાળક જેમ જેમ શરીરે વધતું જાય છે તેમ તેમ તેના શરીરને વધારે જાતજાતના અને વધારે પોષક ખોરાકની જરૂર પડે છે. બાળકને દાંત આવવા લાગે છે; શરીર વધારે વ્યાયામ લે છે, ખોરાક પચાવવાની તેની શક્તિ વધે છે ને તેને માનું દૂધ ઓછું પડે છે એટલે સહેજે તે ધાવણ છોડીને બીજા ખોરાક તરફ વળે છે. લાડકું બાળક હમેશ આ વખતે ધાવવા

કરે છે તો તેને સમજુ માબાપો પરાણે ધાવતું મૂકાવે છે; કારણ કે હવે ધાવવાથી પોષણ ન મળતાં નુકસાન થશે એમ આપણા જાણવામાં છે; ટુંકમાં, શરીરની વૃદ્ધિ સાથે બાળકને ખોરાકની ટુંકી અને એકદેશી મર્યાદા તોડી વિવિધતા અને વિશાળતામાં આવવું પડે છે.

છેક નાનું બાળક સ્પર્શેન્દ્રિય વડે માતાની નરમ અને ગરમ હુંફને ઓળખે છે, સ્પર્શેન્દ્રિય વડે જ માના ધાવણને અને પ્રેમને મેળવે છે. આંખ માંડતું થયા પછી પ્રથમ તે માને ઓળખે છે, પછી તે ધીમે ધીમે ઘરના બીજા પદાર્થોને, માણસોને અને એમ કરતાં કરતાં તેના પદાર્થો અને માણસોની ઓળખાણનો પ્રદેશ વધતો જાય છે. આમ જ બીજી ઇંદ્રિયોના વ્યાપાર પરત્વે પણ બને છે. ઇંદ્રિયોની પોતાની શક્તિમાં જેમ જેમ વધારો થતો જાય છે તેમ તેમ તે સ્વતઃ પોતાની પ્રવૃત્તિ વધારતી જાય છે ને તેમ થતાં તેનું કાર્યક્ષેત્ર વિશાળ બનતું જાય છે. આમ ઇંદ્રિયોના વિકાસને લીધે બાળક માટે દિનપ્રતિદિન કાર્યક્ષેત્ર વિશાળ બનતું જાય છે. શક્તિની વૃદ્ધિ સાથે આ વિસ્તાર સ્વાભાવિક અને અનિવાર્ય છે.

બાળકના વૃદ્ધિ પામતા શરીર પરત્વે પણ આમ જ બને છે. જન્મ પછીના તુરતના દિવસોમાં બાળક વિશ્રાન્તિમાં પડ્યું પડ્યું શરીરના સ્નાયુઓને તેના

વિકાસની ક્રિયા કરવા માટે તૈયાર કરશે. થોડા વખતમાં તે ઘોડીયામાં કે ખાટલામાં હાથ અને પગને હલાવીને શરીરનો સ્નાયુવિકાસ સાધશે. શરીરના સ્વાભાવિક વધવા સાથે તે ઉધું પડશે, ભાંખડભર થશે અને ભાંખડભર ચાલશે; ઘોડીયામાં જ માત્ર હાથપગ હલાવીને શરીરની કસરત કરનારૂં બાળક હવે આખા ઘરમાં હાલચાલ કરી મૂકશે; તેનું ક્ષેત્ર મોટું થઇ પડશે ને પગ આવતાં ઘર, ઓશરી અને ફળીયું પણ તે ફરી વળશે.

છેક નાનપણુમાં બાળકનું શરીર જેમ માના ધાવણુથી પોષાય છે તેમ તે વખતે તેનું માનસ પણ માના માનસથી–બુદ્ધિ, પ્રેમ વગેરે માનસિક શક્તિઓથી–પોષાય છે ને ઘડાય છે. એ પોષણ પણ જોતજોતામાં ટૂંકું પડે છે એટલે બાળક પિતાના માનસનો અને સાથે સાથે ને ધીમે ધીમે ભાઇ ભાંડુઓ વગેરે ઘરનાં માણુસોના માનસનો પરિચય શોધે છે ને પોતાની વિધવિધ માનસિક શક્તિઓમાં ઉમેરો કરે છે. જેમ જેમ તેની બુદ્ધિ વૃદ્ધિ પામતી જાય છે તેમ તેમ તે ઘરમાં રહેલાં સઘળાં બુદ્ધિનાં ક્ષેત્રો પોતાનાં કરે છે ને આગળ વધે છે.

ભાષાના જ્ઞાનમાં પણ આમ જ બને છે: ‘ મા ’ ‘ બાપા ’ ‘ બૂ ’ નો પ્રદેશ થોડા જ વખતમાં વટાવી ભાઇ ભાંડુ અને ઘરનાં માણુસોની વિશાળ ભાષા

તરફ તે જાય છે. બીજાને સમજવાની અને પોતાને વ્યક્ત કરવાની તેની આન્તર જરૂરીઆત તેને આ તરફ ઉપાડી જાય છે. બાળક એક પગથીએથી બીજે ને બીજેથી ત્રીજે એમ ક્રમશઃ પોતાને ખબર અને શ્રમ ન પડે તેમ આગળ ચડતું જાય છે.

આવી રીતે બાળકને શરીર, મન વગેરેની વધતી જતી જરૂરીઆતો પ્રમાણે વિકાસનાં સાધનો અને ક્ષેત્રની વિશાળતાની જરૂર પડે છે. વિકાસની ભૂખ અંદરથી આવવી જોઇએ, બહાર પડેલાં સાધનોની પસંદગી વિકાસ કરનારે જ જરૂર પ્રમાણે કરવી જોઇએ, તેનો ઘટતો ઉપયોગ પણ જરૂર પ્રમાણે તે જ કરી લે પણ આપણે તેને માટે સાધનની પસંદગીનું ને ક્રિયા કરવાનું ક્ષેત્ર વધારતાં જવું જ જોઇએ. આ ક્ષેત્ર યથાકાળે અને યથામર્યાદ વધારતા જવાની આવડતમાં કેળવણીની સાચી ક્રિયા રહેલી છે.

વિકાસમાં વધતા જતા બાળકને અમુક ઉમ્મરે જેમ માનો ખોરાક ઓછો પડયો, બૌદ્ધિક વાતાવરણની વિશાળતા વધારવી પડી, ઘોડીયામાંથી ફળીયા સુધી પહોંચવું પડયું, તેમ જ જ્યારે બાળક લગભગ ૨॥ થી ૩ વર્ષનું થાય છે ત્યારે તેને અત્યાર સુધીની વિશાળતાની પેલી પાર જવાની જરૂર પડે છે. તેની વધતી જતી શરીર, મન વગેરેની શક્તિઓ વ્યાયામ તથા વૃદ્ધિ માટે વિશાળ ક્ષેત્ર શોધે છે.

"આ વખતે બાળકને, જેમ કુંડીમાં મોટા થએલા છોડને મોટા ક્યારાની જરૂર પડે છે તેમ ખૂબ દોડવાની, ઠેકવાની, કુદવાની, ટેકરા ટેકરી ઉપર ચડવાની, લપસવાની વગેરે જે ક્રિયાઓ મોટા શરીરને કસરત માટે ઉપકારક છે તેની જરૂર પડે છે. આ માટે તેને ઘર નાનું લાગે છે. તે શેરીની બહાર દોડ્યું જાય છે. ગાડીઘોડાનો ભય તેના ધ્યાનની બહાર જાય છે. માબાપને તેની ચિન્તા થતાં તેને બહાર જવા દેવાની બાબતમાં 'ના' પાડવાની જરૂર પડે છે: બાળક ઘણીવાર નજર ચૂકાવી રમવા કે રખડવા ભાગી જાય છે. માબાપ અને બાળક વચ્ચે તાણા-તાણી ચાલતાં આખરે બાળક શેરીમાં વસતું થાય છે.

આવી જ રીતે બાળકની સામાજિક જીવનની ભૂખ વધવાથી તે મિત્રો કરવા માંડે છે. અત્યાર સુધી ઘરમાં તેને તૃપ્તિ હતી; ભાઈ ભાંડુની મૈત્રી કે સહવાસ તેને ઘણો બધો હતો. હવે તે શેરીના ગોઠીયાઓને ગોતે છે; તેની સાથે ઘોડા કરવા નીકળે છે. શેરીમાં કે ઘરની આજુબાજુ તે ધોલકીની ને એવી એવી રમતો સામાજિક સહકાર સાધી શકે તે માટે રમે છે.

આ ઉમ્મરે તેની ઈંદ્રિયો વધારે મોટા વ્યાપારો, વિશાળ પરિચયો અને અનુભવો લેવા તલપાપડ

થાય છે. આસપાસનાં ઝાડપાન, ટેકરા, ખાડા, ડુંગરા ડુંગરીઓ, જમીન, ખેતરો, પક્ષીઓ, પશુઓ વગેરે તેની ઇંદ્રિયોને જાણે કે બોલાવે છે ને પરસ્પરનો પરિચય કરવાનું કહે છે. ઘરના સઘળા પદાર્થો બાળક જોઈ વળ્યું છે. તેના ગુણધર્મો તેની કલ્પનામાં આવી ગયા છે. હવે તે ઘર બહાર જે બધું અજાણ્યું છતાં સુંદર સુંદર પડયું છે તે કેવું છે તે જોવા માગે છે. આમ ઇંદ્રિયવિકાસ માટે પણ બાળક ઘરમાંથી બહાર નીકળું નીકળું થઇ રહ્યું હોય છે અને તે ઇંદ્રિયગમ્ય અનેક તવંગર અનુભવોનો વધારો કરી જીવનને આનંદથી ભરવા ઉત્સુક થયું હોય છે.

"આ શું?" "આ શું?" એમ પૂછી પૂછીને તેમ જ સૌને બોલતાં સાંભળીને બાળકે ઘરની મર્યાદામાં રહી ભાષાનો જેટલો પરિચય સાધી શકાય તેટલો બધો પરિચય સાધી લીધો છે; છતાં ઘરની બહાર પડેલી દુનિયાની, ઘરની બહાર ચાલી રહેલા વ્યાપારોની, ભિન્નભિન્ન પ્રસંગોની, ભિન્નભિન્ન દૃશ્યો પરત્વેની અને ભિન્નભિન્ન પરિસ્થિતિમાં વપરાતી ભાષા જાણવાનું હજી બાકી જ છે. અને ભાષાજ્ઞાનની એક હદ જ્યારે બાળક ઓળંગીને ઉભું છે ત્યારે તેને આગળ વધવાનું જ રહે છે ને તેમાં જ તેનો વિકાસ પડયો છે.

ઘરમાં રમતાં રમતાં જે જ્ઞાન મળે તે તેણે રાત દહાડો ઇંદ્રિયો અને બુદ્ધિથી પ્રત્યક્ષ અને પરોક્ષ સહાય વડે તેમ જ સ્વપ્રયત્નથી લઈ લીધું છે. હજી તેની જિજ્ઞાસા તૃપ્ત થઈ નથી. જ્ઞાનના અનેક પ્રદેશો હજી અણસ્પર્શ્યા જ પડ્યા છે. બુદ્ધિને કસરત આપી તેને વધારે તેવી પ્રવૃત્તિ બાળક માગી રહ્યું છે. માબાપ સાથે બાળક બજારમાં કે ગામબહાર નીકળે છે ત્યારે ભૂખ્યા વરુ પેઠે જ્ઞાનના અનેક વિષયો સંબંધે જાતે માહિતી મેળવતું દેખાય છે; આપણને પૂછી પૂછીને કંટાળો આપતું પણ જોવામાં આવે છે. જ્ઞાનભૂખ એકાએક તૃપ્ત કરવાનું મળતાં તેનામાં ખૂબ તાણ આવી જાય છે અને તે વખતે તો નવા જ્ઞાનની મઝામાં અથવા દબાણમાં મોડી રાત્રે પણ સૂતું નથી. ઘરમાં તેણે બીલાડી કુતરાં ને ચકલાં કાબર વિષે થોડું જ્ઞાન મેળવ્યું છે: પણ બીજાં પશુપક્ષીઓની ટેવો, ખોરાક વગેરે વિષે જાણવાની તેની આતુરતા ઓછી નથી હોતી. બાળકને બરાબર અવલોકનારના ધ્યાન બહાર આ વાત નહિ જ હોય.

હવે ઘરનું વાતાવરણ તેને વધારે પોષી શકે તેમ નથી: ઘરની દિવાલો તેને હવે પાંજરા રૂપ થાય છે. ઘરની જ્ઞાનસમૃદ્ધિનું તળીયું દેખાઈ જાય છે. આ બધું બાળકની દૃષ્ટિએ છે. ઘરમાં હજી ઘણું પડ્યું

છે—પુસ્તકાલય છે, ભાષાનું, સામાજિક આચારનું, બૌદ્ધિક વ્યાપારનું, નીતિનું વગેરેનું વાતાવરણ છે; પણ તે આ વખતે તેમ માટે વધારે પડતું ઉચ્ચ છે અને તેથી અત્યારે ઘરપુરતું ટૂંકું થઈ પડયું છે. વિકાસના ક્રમમાં માતાના પ્રેમનો, પિતાની બુદ્ધિનો, કુટુમ્બના સામાજિક જીવનનો, શરીર અને ઇંદ્રિયોના વ્યાપારનો બાળક વિસ્તાર માગે છે. સારાંશ બાળક હવે વિશાળ ઘર માગે છે.

આ કાળ બાળક માટે એક પરિસ્થિતિમાંથી બીજીમાં જવાનો છે—આ સંક્રાંતિકાળ છે. જેમ એક કાચના કુંડામાં ઉછરીને મોટી થયેલી માછલી એકાએક મોટા સમુદ્રમાં જીવી ન શકે, પણ ઉલટી મહાસાગરનાં મોટાં મોજાં સાથે અથડાઈને કે મોટા મગરમચ્છોના મોઢામાં સહેજે આવી જઈને મરી જાય, તેમ બાળકને જો ઘરમાંથી એકાએક બહાર મોટી દુનિયામાં ફેંકી દઈએ તો તે વિકસવાને બદલે કરમાઈ જાય, તેને ભયંકર નુકસાન થઈ જાય. વિકાસનું કામ ધીમું ને ક્રમિક છે. ધાવણું બાળક આજે ધાવણ છોડીને કાલે રોટલા ખાવા માંડે તો માંદું જ પડવાનું; પણ ધીરે ધીરે તેને એક તરફથી રોટલા નહિ પરન્તુ ધાવણ જેવા નરમ અને સ્વાદુ પદાર્થો ખાતું અને બીજી તરફથી ઓછું ધાવતું કરતાં

કરતાં તેને ધાબિયામાંથી [illegible] પાણી ઉપર ચડાવી કુંડામાં આવે છે; તેમ બાળકને નાના ઘરોથી વિશાળ ઘર તરફ લઈ જવું જોઈએ. કારણ કે બાળકને જવાની જરૂર છે. તેમાં જ તેનો વિકાસ છે. આ નિયમ કુદરતી છે. નાનું જીવડું તેને બંધબેસતું શંખલું શોધીને તેમાં વસે છે; ત્યાં એનું એનું શરીરનો વિકાસ સાધે છે. જ્યારે તે મોટું થાય છે ને શંખલું નાનું પડે છે ત્યારે નાના શંખલાને ફેંકી દઈ મોટાને શોધી લે છે. આમ જ્યાં સુધી વિકાસની ક્રિયા ચાલે છે ત્યાંસુધી વધતી જતી જરૂરીઆત પ્રમાણે યોગ્ય પરિસ્થિતિને શોધી લેવી એવો પ્રાણી માત્રમાં સહજ સ્વભાવ–પ્રકૃતિ–છે. આ પ્રકૃતિનો વિરોધ થાય તો પ્રગતિ અટકે, પ્રાણી જ્યાંનું ત્યાં રહે અગર ત્યાં ન વધવાને કારણે ક્ષીણપ્રાણ થઇ આખરે મૃતપ્રાય જીવે અગર તો મરી જાય.

માટે જ્યારે બાળકનો ઘરમાં થઈ શકે તેટલો વિકાસ પુરો થઇ રહેવા આવે ત્યારે આપણે તેને બીજું પરંતુ મોટું ઘર આપવાનો બંદોબસ્ત કરીએ. 'મોટું ઘર' એવો શબ્દપ્રયોગ યથાર્થ લાગે છે. બાળકને માટે મોટી કસરતશાળા, વિજ્ઞાનશાળા, અવલોકનશાળા કે બોધશાળા બાંધવી જોઇએ એમ કહેવાનો [illegible] વિશાળ ગૃહ બાંધવાનું [illegible].

માટે કહેવું યોગ્ય જણાય છે કે શરીર, મન અને અન્તરનો વિકાસ ઘરમાં જેમ બાળક માબાપના પ્રેમ વચ્ચે, કાળજી વચ્ચે, ભાઈભાંડુઓના સહચાર વચ્ચે, અને તેટલી વ્યવસ્થિતતા અને જીવન્ત પરિચયમાં અને ગૃહસ્થાશ્રમના નીતિમાન વાતાવરણમાં રહીને સાધતું આવ્યું છે તેમ જ તેને તે જ ઢબે પણ વિશાળ ઘરમાં સાધવાની જરૂર છે. આ ઉમ્મરે તે એક પગ દૂધમાં અને એક પગ દહીમાં એવી સ્થિતિમાં હોવાથી એકાએક માબાપથી છૂટું પડી ઘરનો કેવળ સંબંધ તોડીને આગળ વધી નહિ શકે. તે એકાએક ઘરમાંથી મોટી શાળા કે છાત્રાલયમાં ધૂબકો મારી નહિ શકે. તેવો ધૂબકો મરાવવો જોખમકારક છે. આ ઉમ્મરે તે મા-બાપની આંગળીએથી વિખુટું પડવા તૈયાર છે પરંતુ જેમ દૂર બેઠાં બેઠાં પણ કમળને સૂર્યની પોષક ગરમીની જરૂર છે તેમ હજી બાળકને ઘરની પોષક અસરની જરૂર છે. એક વાતાવરણમાંથી કેવળ નવા જ વાતાવરણમાં એકાએક કૂદી પડવું મોટાં માટે પણ સહેલું નથી તો બાળક માટે તો તે અત્યન્ત મુશ્કેલ છે. અર્થાત્ બાળકને સંવર્ધક વિશાળ ઘરની જરૂર છે ને તેની સાથે જ સંરક્ષક મર્યાદાની પણ જરૂર છે.

આવું સંવર્ધક—સંરક્ષક ઘર બાળકને શેરીમાં કે શીમમાં મળશે કે કેમ તે જોઈએ. શેરીમાં બાળકને

શરીર વગેરેના હલન ચલન માટે વધારે છૂટ મળે, સદ્ગુચારની વૃત્તિને ખોરાક મળે, જ્ઞાનની ભૂખને તૃપ્ત કરવાનું પણ થોડું ઘણું મળે, પરંતુ શેરી ઘરઘરનાં એકઠાં થએલાં બાળકો માટેની કેવળ સ્વૈર પ્રવૃત્તિ કરવાની જગા. ત્યાં ચાલતી પ્રવૃત્તિ ઉપર કોઈ ચિન્તાતુર પિતાની દેખરેખ ન હોય; ત્યાં માના પ્રેરક અને મોટે ભાગે સન્માગ લઇ જનાર પ્રેમની દૃષ્ટિ ન ય; ત્યાં સારા ઘરની વ્યવસ્થા અને વિધિ-નિષેધના યોગ્ય નિયમો ન હોય: પરંતુ ત્યાં ભિન્ન-ભિન્ન સંસ્કારોનો ખીચડો હોય. તેમાં સારા સંસ્કારો કયા અને નઠારા કયા, કયાને સૌએ યોગ્ય ગણવા અને કયાને નાખી દેવા તેનો વિવેક બતાવનાર પણ કોઇ ન હોય. ત્યાં બાળકો એકાએક અનેકરંગી ચિત્રવિચિત્ર વાતાવરણમાં આવી પડે અને શું લેવું, શું ન લેવું તેની મર્યાદાવાળા ઘરની સહાય વિના ભૂખમાં ને ભૂખમાં તે ઘણું નકામું પણ લઈ લે, તેનો વિકાસ રોકાઇ પડે, તે શરીર અને મનથી માંદું પડી જાય ને ઠેકાણે આવે તે પહેલાં ઘણું સહન કરે. શેરી એક વાતાવરણ છે. તેમાં પોષક અને વિઘાતક બન્ને તત્ત્વો પડેલાં છે. ત્યાં વિઘાતક તત્ત્વોને દૂર રાખી પોષક તત્ત્વોને આગળ લાવી તેમાંથી પસંદગી કરવાની બાળકને કોઇએ અનુકૂળતા કરી આપી નથી. બાળકનો વિકાસ પોષક વસ્તુની

પસંદગી કરી તેને પોતાની કરવામાં છે. આથી વિકાસનાં ક્રમમાં શેરી અત્યારે વિઘાતક સ્થાન છે. ઘરમાંથી બહાર આવતા બાળક માટે તે યોગ્ય વિશાળ ઘર નથી.

ગાળાગાળી, મારામારી, કજીઆ, માબાપોને ખબર ન પડે તેવી ભુંડી પ્રવૃત્તિઓની બદીઓ, વાદેવાદે બીડી પીતાં શીખવાનું, આ બધું બાળક શેરીમાંથી ઝટ ઝટ પકડી લે છે. આ ઉમ્મરે બાળકો જ્ઞાનપિપાસુ હોય છે, નવાં નવાં બાળકોની તેના ઉપર એકદમ છાપ પડે છે; હજી તેણે સંપૂર્ણ અને સ્વતંત્ર વ્યક્તિત્વ ખીલવ્યું હોતું નથી તેથી સારાસારનો વિચાર કરી સ્વતંત્ર રહેવાને બદલે અનુકરણનો ભોગ તે થઇ પડે છે; ઘણી વાર સંસ્કારી બાળક ખરાબ વાતાવરણથી દૂર ઉભું રહેવાનો પ્રયત્ન કરે છે, ખરાબ વાત અને ક્રિયા તરફ અણગમો બતાવે છે પણ સાથે રમવા વગેરેની વૃત્તિને લીધે તે એકલું રહી શકતું નથી ને આખરે બીજા જેવું તે પણ બને છે કે તેને બનવું પડે છે. ઘણીવાર ઉપરથી સારાં દેખાતાં બાળકો જે કરે છે તે સારૂં હશે એમ ધારીને બીજાં બાળકો તેમના પ્રમાણે કરતાં શીખે છે. કેટલાંએક ઘરમાંથી સડેલાં બાળકો બીજાને પોતાની ટેવોના ભાગીદાર બનાવી દે છે. વળી રમત

રમતમાં ઓળખીતાનું સારૂં ખૂબ બાળકો ઘણી ત્યાંથી લઈ શકે છે. રમત તેમને પ્રિય ને જરૂરની હોવાથી તેની સાથે જોડાયેલી બીજી ખરાબ આદતો પણ તેમનામાં આવી જાય છે.

બાળક જ્યારથી શેરીનો પરિચય કરવા માંડે છે ત્યારથી તેનામાં કંઇક જૂદી જ જાતની ટેવો આવે છે. તેની ભાષા બગડવા માંડે છે; તે ઉતાવળથી અને અધુરૂં બોલે છે; ગંદા રહેવાની, નાકમાં આંગળાં નાખવાની, શેડા હાથે લૂછી નાખવાની વગેરે જાતની ટેવો ચોખ્ખા ઘરનાં બાળકોમાં પણ શેરીનાં બીજાં ગંદાં બાળકોના સહવાસથી આવે છે. માબાપના લક્ષમાં આ વાત ઘણીવાર આવે છે ને શેરીનાં છોકરાં સાથે પોતાનાં બાળકને રમવા જવા દેવાની ના પાડે છે. બાળકો ઉપર શેરીની છાપ ચાલવામાં, બોલવામાં પણ આવે છે; તોછડાઈથી જવાબ દેવાનું, ઢંગધડા વગર ચાલવાનું વગેરે પણ શેરીમાંથી ઘરમાં લાવનાર બાળકો જોવામાં આવ્યાં છે. ઉપરાંત, ઝીણી નજરનાં માબાપને થોડા જ વખતમાં ખબર પડે છે કે ઘણીવાર જૂઠું બોલવાના ને પ્રથમ તે જે વાતો બેધડક કહેતું હતું તે જ વાતો સંતાડવાના પ્રથમ પાઠો બાળકે શેરીમાંથી ક્રમેક્રમે લીધા છે.

આ તો થઈ બાળકો ઉપર શેરીના પડતા સંસ્કારોની

વાત. આગળ જોયું તેમ બાળક શરીર, મન વગેરેથી આ ઉમ્મરે આગળ વધવા માગે છે. તે માટેનું વ્યવસ્થિત વાતાવરણ શેરીમાં કયાં છે? શરીરવિકાસ માટે જોઈતા અને શીઝે તેવા વ્યાયામની વ્યવસ્થા શેરીમાં કયાંથી હોઈ શકે? ઇંદ્રિયવિકાસ માટે ઈંદ્રિયોની શુદ્ધિ અને તીવ્રતા કરવાનાં સાધનો તેમ જ વિકસેલી ઇંદ્રિયોની શક્તિ પ્રગટ કરવાની પરિસ્થિતિ પણ શેરીમાં નથી. બુદ્ધિના વ્યાપારો પણ શેરીમાં રખડવાથી બાળક કેમ સાધી શકે? ત્યાં કોણ છે કે બાળકની જિજ્ઞાસાને ઓળખી તેનું પોષક વાતાવરણ આપ્યા કરે? ને ઉપર જોયું તેમ શેરી ચારિત્ર્યના ઘડતરમાં તો ભયંકર વસ્તુ છે જ.

બાળક વિશાળ ઘર માગે છે. પોતાનું ઘર તેને ટૂંકું પડે છે. શેરી તેના વિકાસ માટે નકામી છે. બાળકને ઘરમાં ગોઠતું નથી તેમ શેરી શોધે છે. ત્યાં તે બગડે છે, તેને ખરો વિકાસ મળતો ન હોવાથી અતૃપ્ત અને અસંતુષ્ટ રહે છે. પહેલાં ઘરમાં સૌને આનંદ આપતું હતું તે બાળક હવે કંટાળો આપે છે અને તેને માથે એક રીતે ઘરમાંથી શેરીમાં જવાની ફરજ આવી પડે છે. વળી પાછું બાળક શેરીમાં જાય છે ને ત્યાં એની એ રમતો રમી રમીને શરીર અને મનને થકવી નાખે છે. આ વખતે બાળક

આગળ વધતું નથી, ખરાબ ખોરાકથી બગડે તેટલું બગડે છે. ઉપરાંત, તે પડયું પડયું સડે છે ને જીવનના કિંમતી સમયનો વ્યય થાય છે. આમ સામાન્ય રીતે બાળકોનો આ ૨॥ થી ૬ વર્ષ સુધીનો વખત ભારે મુશ્કેલીથી પસાર થાય છે. તેમની ઘરની ચાલતી પ્રવૃત્તિ ખૂટી ગઈ છે; નવી પ્રવૃત્તિ તે શોધી કાઢે ને કરવા બેસે છે તો માબાપને તે હરહમેશની ન હોવાથી વાંધા ભરેલી લાગે છે ને બાળકને પ્રવૃત્તિ-રહિત રહેવું પડે છે. શરીર અને મનની પ્રવૃત્તિઓનો વેગ ઉલટો ઓછો પડે છે. કદાચ સ્થળ બદલે કે ઘરનાં નવાં કામો નીકળે તે કારણે બાળકને થોડી-એક નવીનતા મળે છે પણ તે થોડા વખત માટે અને અવ્યવસ્થિતપણે. શેરીના કજીયા બાળક ઘેર લાવે છે તેથી મા કંટાળે છે. આજની માણસના જીવન આખાને બગાડી નાખે તેવી પ્રવૃત્તિમાં પડેલ પિતાને ઇચ્છા હોય તોપણ બાળક સામે જોવા જેટલી ફુરસદ નથી રહેતી; પરિણામે, બાળક ક્યારે પાંચ છ વરસનું થાય અને શાળામાં જવા લાગે તેની રાહ જોવાય છે.

બાળક લગભગ પાંચ છ વર્ષની ઉમ્મરે આજની શાળામાં જાય છે. ત્યાં તેને સારીમાઠી પણ વિશાળતા મળે છે ને ગમે તેટલે અલ્પાંશે પણ ઘરમાં ન સમાતા બાળકનો પ્રશ્ન ઉકલે છે.

પણ ૨॥ થી ૬ વર્ષના બાળકના વિકાસનો પ્રશ્ન અણઉકેલ્યો રહે છે. વિકાસનો અતિ મહત્ત્વનો કાળ ૨॥ થી ૬–૭ વર્ષ સુધીનો ગણાય છે. બાળકનું શરીર, હાડકાં, સ્નાયુઓ વગેરે બંધાવાનો, ઇંદ્રિયો શુદ્ધ, તીવ્ર અને સંસ્કારી થવાનો, બુદ્ધિ, ક્રિયાશક્તિ, કલ્પનાશક્તિ વગેરે માનસિક શક્તિઓ નિર્મળ, બળવાન અને સૂક્ષ્મ થવાનો તેમ જ કોમળ–કઠણ લાગણીના વિકાસનો ખરેખરો સમય આ છે. બાળક સાત વર્ષમાં પોતાનાં શરીર, મન વગેરેનો વિકાસ જેટલો સાધી શકે છે તેટલો પાછળથી આખી જીંદગી સુધીમાં પણ સાધી શકતું નથી.

બાળકમાં સારી માઠી જે ટેવો પડીને જીંદગી સુધી દૃઢ રહે છે તે આ કાળે બને છે. બાળકમાં વિવેક, અવિવેક, સંસ્કારીપણું કે જંગલીપણું તેમ જ બીજા સામાજિક જીવનના ગુણો અવગુણો જેટલા આ સમયે આવ્યા તેટલા આવ્યા ને ન આવ્યા તેટલા ન આવ્યા. નીતિની ટેવો અને ધાર્મિક ભાવના (સ્પષ્ટ અસ્પષ્ટ)નાં મૂળ આ સમયે જ રોપાય છે. ટૂંકમાં, આ સમય મનુષ્યના જીવનવિકાસમાં ભારેમાં ભારે મહત્ત્વનો છે. જેટલો આ સમય મહત્ત્વનો છે તેટલી જ બાળકના વિકાસ માટે કાળજી લેવાની જરૂર છે; અને આજે આ વિકાસના ખરેખરા વખતે જ બાળક નહિ ઘરનું,

નહિ ઘાટનું ! આ સમય બાળકની જીંદગીમાં જો નકામો જાય તો બાળક પાછળથી ગમે તેટલું ભણે ગણે તોપણ તેને થયેલું નુકસાન ભરપાઈ થતું નથી.

આ ઉમ્મર પછીનો વખત શક્તિઓનો વપરાશ કરવાનો છે, તેને વધારવાનો છે, તેને બળવાન કરવાનો છે; પરન્તુ તેને મેળવવાનો અને કેળવવાનો સમય તો સાત વર્ષ સુધીનો જ છે.

જેમ શરીરવિકાસ અમુક સમયે જ થાય છે, તે વખત ગયા પછી ઉપાય નથી રહેતો, તેમ જ મનની શક્તિઓના વિકાસ સંબંધે છે. એના વિકાસનો યોગ્ય કાળ ગયા પછી તે પાછો આવતો નથી.

અત્યાર સુધી બાળકની હીલચાલમાં તેના શરીરનો વ્યાયામ આવી જતો હતો પણ હવે તેના વધેલા શરીરને માટે સુવ્યવસ્થિત વ્યાયામની જરૂર છે. બાળક પોતાની મેળાએ ઘરમાં કે બહાર આવશ્યક વ્યાયામ શોધતું દેખાશે; તે પાયા ઉપર કે દોરડાં ઉપર લટકતું દેખાશે; ઘોડીયા કે ખાટલાના દાદર ઉપર ચડતું અને ધીમે ધીમે પગથિયાં વધારતું જશે ધૂબકા મારતું, એક પગે ચાલતું, બે પગે ઠેકતું, હીંચકવાને માટે હોંશ બતાવતું, ખાડા ખોદતું, કુવા કરતું, લપસતું વગેરે કરતું જણાશે. અર્થાત તે વધારે અને વ્યવસ્થિત વ્યાયામ માગશે.

અત્યારસુધીમાં તેની ઇંદ્રિયોને આસપાસના જગતમાંથી અનેકાનેક અનુભવ થયા છે; તે કાગડા અને કોયલના, ગાય અને ભેંસના અવાજ તો ઓળખે છે ને તે વચ્ચેનો તફાવત સમજી શકે છે. તે ઘરનાં ઠામ વાસણ અને માણસોને તેમના અવાજથી ઓળખે છે. નજરે જોઇને તે ઘણી ચીજોને ઓળખી શકે છે, તેમ જ તે ચાખીને, સ્પર્શીને અને સુંઘીને વસ્તુઓને પીછાની શકે છે.

હવે તેની ઇંદ્રિયો તેને થતા અનુભવોને ઝડપથી, તીવ્રતાથી, સૂક્ષ્મતાથી નોંધી શકે અને તેને વ્યાપકપણે સર્વત્ર જોઇ શકે એવી કેળવણીની જરૂર પડે છે. એક બીજાથી નોખા તરીકે બે મોટાં વજનો ઓળખતાં તે નાનું વજન જાણે છે. બે મોટા નાના વજનનો તફાવત તેને વગર શીખવ્યે ખ્યાલમાં આવે છે. બે જાડા પાતળા અવાજનો ભેદ તેનો કાન સ્વાભાવિકપણે પકડી શકે છે પરંતુ ઘણા રંગોને એક બીજાથી નોખા પાડવાનું કે એક જ રંગની છાયાઓને બીજા રંગની છાયાઓથી જૂદી પાડવાનું અને એ એક જ રંગની છાયાઓનો ક્રમિક સંબંધ જાણતા આવડવાનું, તેમજ બે સ્વરો વચ્ચેનો તફાવત તેમ જ પરસ્પરનો સંબંધ પારખતાં આવડવાનું, દાખલા તરીકે, અમુકના સ્વરોને ઓળખવાનું અને એને ક્રમમાં ગોઠવવાનું

વગેરે જાતનું કામ કે જેમાં ઇંદ્રિયો આટલી સૂક્ષ્મતાથી પોતાના વ્યાપારો કરી શકે તે માટેની યોજના આવશ્યક છે.

વળી અત્યાર સુધીમાં બાળકને જે ઇંદ્રિયગમ્ય તેમ જ મનોગમ્ય અનુભવો થયા છે તે બધા એક કોથળામાં ફેરીયાનો સામાન પડયો હોય તેમ પડેલા છે. હવે તે અનુભવોને સ્વસ્થાને ગોઠવતાં શીખવાની અને નવા અનુભવોને સ્વસ્થાને પહોંચાડવાની શક્તિનો વિકાસ કરવાનો કાળ આવ્યો છે. આ શક્તિ વર્ગીકરણની છે. વર્ગીકરણ કરવામાં સરખાપણું, જૂદાપણું ને ક્રમના જ્ઞાનની તેમ જ તુલના, નિર્ણય ને નિશ્ચય કરવાની શક્તિની જરૂર પડે છે. પોતાના તમામ અનુભવોને પકડવાની, વ્યસ્થિતપણે ગોઠવવાની ને પરસ્પરનો સંબંધ સાંધવાની શક્તિ વિકાસ માટે અતિ મહત્વની શક્તિ છે. આ શક્તિ મૂળભૂત શક્તિ છે. એના ઉપર જ્ઞાનની મોટી ઇમારત ચણી શકાશે. મોટા વૈજ્ઞાનિકો અને શોધકોની શોધોનું રહસ્ય આ શક્તિમાં છે. આને આપણે બુદ્ધિશક્તિને નામે ઓળખીએ છીએ.

પ્રત્યેક ક્ષણે જેને અનેક અનુભવ થયા કરે છે ને ૨॥ વર્ષની ઉમ્મરમાં અનેક તવંગર અનુભવો જેને થઈ ગયા છે તેને આ શક્તિ મળતાં અપાર આનંદ

થાય છે. તેની આગળ બુદ્ધિનાં નવાં ક્ષેત્રો ઉભાં થાય છે, તેની પ્રવૃત્તિ વિશાળ બને છે, તેનું મન અને શરીર પ્રવૃત્ત રહેતાં નીરોગી થાય છે ને સૌથી વધારે કિંમતી જે જીવનનો નિર્દોષ આનંદ છે તે બાળકને મળે છે. જ્યારે તેનામાં આ સરખામણી વગેરે કરવાની શક્તિ આવે છે ત્યારે તે પક્ષીઓના ગુણધર્મોના અનુભવોને પશુઓના ગુણધર્મોના અનુભવોથી જૂદા પાડી, પશુ અને પક્ષીઓના વર્ગો જૂદા સમજે છે ને તેનાં કારણો જાણી શકે છે. આ જ રીતે તે પદાર્થ માત્રને કાર્યકારણની સાંકળથી બાંધવા, ગોઠવવા મંડે છે. આ માર્ગ વિજ્ઞાનની શોધખોળ કરનારો છે. આ ઉમ્મરે આ શક્તિ પ્રાપ્ત કરી હોય તેવું બાળક એક નાનો એવો વૈજ્ઞાનિક જ છે. આ ઉમ્મરે આ શક્તિના વિકાસનો પ્રબંધ તેટલા માટે આવશ્યક છે.

ટૂંકમાં, વધારે ઝડપથી, વધારે પ્રમાણમાં તેમ જ પાયાનો વિકાસ કરવાનો સમય આ છે.

વિકાસ આજના ઘરોમાં શક્ય નથી; ઘર ધારે પણ બની શકે તેમ નથી.

ઘરમાં મોટા બાળકને વધારે કસરત મળતી નથી; નવા મહેમાને ઘરને રોક્યું છે એને માટે શાન્તિની જરૂર છે. બા હવે તેને રમવા માટે હીંચકો બાંધી દેતાં થાકે તેમ છે. નવી કસરતો સાધનો માગે છે.

ઘરના સામાનમાંથી કદાચ બાળકો કસરતનાં સાધનો બનાવી લે છે, જેમકે ઘોડીયાને ટીંગાય છે કે ખાટલે ચડે છે, કે ભીંતે ઉંધે માથે થાય છે કે ખુરશી ઉપરથી ઠેકડા મારે છે, તો સાધારણ રીતે માબાપને વસ્તુનો બિગાડ પોસાતો નથી અને વસ્તુઓ તૂટી જવાની કે ખરાબ થઈ જવાની બીક રહે છે ને તેમાં સત્ય પણ છે એટલે બાળકને માટે ઘર શરીરની કસરત આપતું બંધ થાય છે.

વળી શરીરના વિકાસ માટે બાળકને વધારે જગાની છુટ જોઇએ છીએ. વિકાસ પાંજરામાં પૂરેલું પક્ષી નથી કરી શકતું. ઉડવાને માટે પૂરતી જગામાં વિકાસને અવકાશ છે. ઘરમાં અનેક સાચાં ખોટાં કારણે કે અજ્ઞાન કે દૃઢ માન્યતાને લીધે માબાપ આડે આવે છે. કાં તો સ્વમતાગ્રહી પિતા અથવા અતિશય લાડ લડાવનારી માતા બાળકને લાગી જશે વગેરે કારણે તેને કસરતના પ્રદેશમાં જતું અટકાવે છે.

ઉપર કહ્યું તેમ ઇંદ્રિયો અને મનનો વિકાસ વ્યવસ્થિત યોજના વિના શકય નથી. રૂપ રંગ વગેરેનો પરિચય, ભાષાનું પ્રાથમિક જ્ઞાન, મનના સાધારણ વ્યાપારો વગેરે બાળકમાં સ્વાભાવિકપણે ચાલે છે. તે બધામાં ઝીણવટ આણવા માટે વિશિષ્ટ વાતાવરણની જરૂર છે. બાળકને ઘરમાં બેશક લાંબી લાકડી

અને ટૂંકી લાકડી આપી શકીશું; નાનો પથરો અને મોટો પથરો મળી શકશે; પરંતુ અરસ્પરસના સરખા સંબંધથી ક્રમિક રીતે જોડાએલી મોટી લાકડીઓ બાળકના હાથમાં આવે તો જ તે નાની ને મોટી લાકડીઓ વચ્ચેનો તુલનાત્મક ખ્યાલ લઇ શકે. ઘરમાં બાળકના હાથમાં નાનાં મોટાં વજનો આવે છે પરંતુ એ વજનો વચ્ચે કયું ભારે અને કયું હળવું તે નક્કી કરવા, વજનો હાથમાં લઈ તોળવા તો બાળક ત્યારે જ બેસી જશે કે જ્યારે તેના આગળ એવાં બે વજનો આવશે કે જેને હાથમાં લેતાં વજનના ભેદનો સહજ નિર્ણય તે નહિ કરી શકે ને તેના આગળ ઉકેલવાનો પ્રશ્ન ખડો થશે. તેના મનમાં થશે કે ભેદ છે પણ જણાતો નથી માટે ચાલ શોધું.

આ શોધમાં, અને શોધો માટે વારંવારના પ્રયત્નો એટલે પુનરાવર્તનની કળામાં વિકાસની કેળવણી છે. આવી શોધ ઉપર બાળકને ઉપાડી જાય તેવાં વિશિષ્ટ સાધનોની યોજના માટે વિશિષ્ટ સ્થળ અને વાતાવરણ આવશ્યક છે.

વળી સાધારણ રીતે નાનું બાળક લાંબી ટૂંકી, જાડી પાતળી, પહોળી સાંકડી વસ્તુઓના પરિચયમાં આવે જ છે. તેને તેના જાડા ભેદો સમજાય છે. તે ભેદ એટલા દેખીતા છે કે જેને આંખ હોય છે તે કુદરતી રીતે સમજે.

છે; પરંતુ જ્યારે બાળક આગળ દટ્ટાની પેટી આવીને પડે છે ને તે દસ દટ્ટાને તેના ખાનામાં નાખવા જાય છે ત્યારે તેની આંખ સહજપણે દટ્ટાને યોગ્ય ખાનામાં નાખવા અસમર્થ દેખાય છે. પહોળા ખાનામાં નાનો દટ્ટો નાખવાની કે નાના ખાનામાં મોટો દટ્ટો નાખવાનો પ્રયત્ન કરવાની બાળક જ્યારે ભૂલ કરતું લાગે છે ત્યારે સમજાય છે કે હજી બાળકની આંખની ખરી કેળવણી બાકી છે. બાળક ભુલ કરે છે ત્યાં જ તેને કેળવવાની જગા છે, ત્યાં જ તેને પોતાને કેળવવાનું સ્થળ જણાય છે; ત્યાં જ તે અટકીને ઉભેલું હોવાથી તેને ત્યાં જ પ્રયત્ન કરવાનો રસ આવે છે ને ત્યાં પ્રયત્ન કરીને તે આગળ વધી શકે છે. આથી જ દટ્ટા નાખવાની ભુલ તેને દટ્ટાની ભુલ શોધવા પ્રેરે છે, ભુલ શોધવા માટે તે અનેક પ્રયત્નો કરે છે ને આખરે ભુલ શોધી કાઢી આગળ વધે છે. બાળકને પોતાની શક્તિ અશક્તિનું ભાન કરાવી, અશક્તિને દૂર કરવા માટે પ્રેરી અશક્તિમાંથી મુક્ત કરે તેવું સાધન ઘરની ચીજોમાં તૈયાર હોતું નથી, હોઇ શકે નહિ.

દટ્ટાની પેટીથી વારંવાર રમનાર બાળકને જેમણે જોયું છે તેમને શંકા નહિ હોય કે ઇંદ્રિયવિકાસમાં પરિમાણ પરિચય માટે જે સંબંધ અને ક્રમિક

યોજના જોઇએ, તે માટે જે સ્વયંજિજ્ઞાસા ઉત્પન્ન કરનાર અને પ્રયત્નો પછી તૃપ્ત કરનાર સાધન જોઇએ તે ઘરની ચીજોમાં નથી હોતું. ઘરની તેમજ બહારની ચીજોમાં પરિમાણો, રંગો, ધ્વનિઓ વગેરે ઇંદ્રિયગમ્ય અનુભવોની સામગ્રી છે; પણ ઉપર માગવામાં આવી છે તેવી સૂક્ષ્મ અને સંસ્કારી કેળવણી જગાડે અને સિદ્ધ કરે તેવી વ્યવસ્થિત અને ક્રમિક રીતે એ ગોઠવાયેલ નથી.

આમ જ મનની આગળની કેળવણી માટે ભૂમિકા રૂપે ઘરમાંથી બાળકને ઘણું મળ્યું છે; પરંતુ હવે જે જાતનાં ચોક્કસ ને વ્યવસ્થિત સાધનો અને સમતોલ પરિસ્થિતિ વચ્ચે બાળકનો માનસિક વિકાસ આગળ જવા માગે છે તે જાતનાં સાધનો અને તેવી પરિસ્થિતિ પ્રત્યેક ઘરમાં પડેલી નથી. વળી પાછો દટ્ટાનો જ દાખલો લઇએ.

બાળક એક દટ્ટો હાથમાં લઈ તેને કયા ખાનામાં નાખવો તેનો વિચાર કરે છે; તેને માટેનું યોગ્ય ખાનું ગોતવામાં તે સામ્ય ને તેની સાથે જ સ્વાભાવિકપણે આવી જતો વિરોધ અને ક્રમનો વિચાર કરે છે. આવું ભૌમિતિક ખાનાની પેટીમાં, રંગની તખ્તીઓમાં અને એકંદરે બધાં પ્રબોધક સાહિત્યોમાં બને છે. ઉપર કહ્યાં તે પ્રબોધક સાહિત્યો વાપરતાં બાળક

સરખામણી, તુલના, નિર્ણય, નિશ્ચય વગેરે જે બુદ્ધિનાં અંગો છે તેને ખીલવે છે.

વળી બાળક વધતી જરૂરીઆત માટે જે વિશાળ ક્રિયાક્ષેત્ર માંગે છે, જે વિધવિધ પ્રવૃત્તિઓ તેને ઉપકારક છે તે ઘરમાં નથી મળતી; તેમ જ તે દરેક ઘરમાં આવી શકે તેમ બને તેમ નથી. સ્વાભાવિક રીતે જ સ્થળ અને પૈસા બન્ને દૃષ્ટિએ આજનું ઘર તેવી સામગ્રીની વ્યવસ્થા કરી શકે નહિ.

ધારો કે કેળવણીકારો માન્ય કરે તેવાં ઇંદ્રિય અને મનને કેળવવાનાં શાસ્ત્રીય સાધનો ઘરમાં મૂકી શકાય, રમવાની પૂરતી છૂટ આપી શકાય તેટલું વિશાળ ઘર છે, તેમ જ તેવો ખર્ચ કરવા પિતા સમર્થ છે; છતાં તેટલાથી તે વખતે બાળક જે બહુવિધ વિકાસ કરવા માગે છે તે થઇ શકશે નહિ. એક તો શાસ્ત્રીય સાધનોનો યથાર્થ ઉપયોગ કેમ થવો જોઇએ તેની માહિતી લેવાનું બધાં માબાપોથી બને તેમ નથી; તેમ બધાં માબાપોને તેવાં કામ માટે પૂરતી ફુરસદ, રસ અને આવડત હોય તે વિષે શંકા લાગે છે; તેથી શાસ્ત્રમાન્ય સાધનો માત્ર વસાવી વધતી જતી ઉમ્મરના બાળકને કેળવણી આપવાનો ફત્તેહમંદ પ્રયત્ન આપણે ઘરમાં કરી શકીશું નહિ. ઉપલા વિચારને બાજુએ મૂકીએ તોપણ બાળકને જે

વિશાળ સામાજિક જીવનની જરૂર છે તે ઘરમાં ક્યાંથી મળે? ઘરનાં બે ચાર બાળકો ઉપરાંત શેરીનાં કે સગાં વ્હાલાંનાં બે પાંચ બાળકોનું સહજીવન સામાજિક જીવનના પાઠો શીખવા માટે પૂરતું નથી; કારણ કે ઘરનાં કે અંગત અને એક જ દરજ્જાનાં બાળકો એટલે તો એક જ વાતાવરણ, એક જ વ્યક્તિ. એમાં સમાજની વિવિધતા નથી, સમાજની દરજ્જાની ઉચ્ચનીચતા નથી, એમાં શક્તિઓની વિવિધતા ઓછી જડશે ને મોટાંઓ મોટાઈના વાતાવરણમાં જીવી મોટાઇનાં ખોટાં અભિમાની થશે. એમ તો રાજા અને શ્રીમન્તનાં બાળકોની આસપાસ સમાજ હોય છે પણ તે કાં તો પોતાના જેવો જ અથવા કેવળ ગુલામોનો: સર્વ સામાન્ય મધ્યમ દરજ્જાનું સમાજજીવન જીવવાનું રાજમહેલ કે ઘરની બહાર જ મળવું જોઇએ અને મળી શકે. ત્યાં રાજા અને રંક એક જ આસને શીખે, એક જ ઘોડીએ કસરત કરે, એક જ પ્રકારનો નાસ્તો કરે ને એક બીજાનો દરજ્જો ભુલી જઈ એક બીજાના સંબંધો કેળવી એક બીજાના અન્તરની સરખાઇને લીધે દોસ્તો બને. આ સામાજિક વાતાવરણ શેરીના વાતાવરણ જેવું બિનજવાબદાર અને બદીઓથી ભરેલું ન હોય. જેમ નકામા છોડોને નીંદીને બાગ

મારો કરવામાં આવે છે તેમ વિરોધક અને બગડેલાં બાળકોથી મુક્ત અને બીજી ખરાબ અસરોથી સુરક્ષિત રાખવાની કાળજી જેમાં લેવાતી હોય તેવું વાતાવરણ પોષક નીવડે. આવું સામાજિક જીવન બાળકોને જે ઉમ્મરે જોઇએ તે ઉમ્મરે જ તેને મળે તે માટે યોજના કરવી જોઇએ.

આ બધું જોતાં લાગે છે કે ૨।। થી ૬ વર્ષના બાળકને પોતાનું ઘર ટૂંકું પડે છે, શેરીનું વાતાવરણ યોગ્ય નથી. વળી ઘરને વિકાસનું સ્થાન બનાવવા ચાહીએ તોપણ બની શકવાની ઘણી મુશ્કેલીઓ છે માટે બાળકોની જરૂરીઆતો પૂરી પાડે તેવા એક બાલગૃહની જરૂર છે.

ઘરથી વિશાળ છતાં ઘરની ઢબના, શેરીનાં એટલે સમાજનાં બાળકો જ્યાં ભેગાં થાય તેવાં પણ શેરીની નિરંકુશતા વિનાના, માબાપની ખોટ પૂરી પાડે છતાં કેળવણીના ખાસ અભ્યાસી અને તે જ કામ ઉપર બેઠેલા શિક્ષકોવાળા, કુદરત અને ઘરમાંથી જે શરીર અને ઇંદ્રિયોનો વિકાસ મળી રહે છે તેને પણ તેથી વધારે ને વ્યવસ્થિતપણે આપવાની જેમાં ગોઠવણ છે એવા, વિકાસ માટે જે સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિ પાયારૂપ છે તે આપનારા છતાં બાળકને ઉચ્છૃંખલ થતું કે પરતંત્રતા તરફ જતું રોકીને રસ્તે મૂકે તેવા;

ટૂંકમાં, બાળક પોતાનામાં રહેલી અનંત શક્તિઓના સાક્ષાત્કારને માર્ગે જાય તેવા બાલગૃહની ૨॥ થી ૬ વર્ષની ઉમ્મરનાં બાળકો માટે પરમ આવશ્યકતા છે.

ડૉ. મોન્ટીસોરીએ સને ૧૯૦૭માં ઈટાલીના રોમ નગરમાં પહેલ વહેલું "બાલગૃહ" સ્થાપ્યું. અહીં તેણે બાલવિકાસ માટેની શાસ્ત્રીય સજાઇ મૂકી બાલકને વિકાસને માર્ગે મૂક્યું ને બાલવિકાસનું અદ્‌ભુત આશ્ચર્યમૂઢ કરે તેવું ને હર્ષાશ્રુ પડાવે તેવું દર્શન કર્યું અને કરાવ્યું. ત્યારથી બાલગૃહનો વિચાર નવી જૂની સઘળી દુનિયાએ ઉપાડી લીધો છે.

અત્યાર સુધીમાં દેશ પરદેશમાં બાલગૃહોની સંખ્યા વધતી ચાલી છે. આપણે પણ 'બાલગૃહ'નો વિચાર ઝીલીને તેને અજમાવીએ.

